

# સિન્કો ડ મેયો



લિન્ડા લોવેરી

ચિત્ર : બાર્બરા નટસન

# સિન્કો ડ મેયો



લિન્ડા લોવેરી

ચિત્ર : બાર્બરા નટસન



રમકડાં અને કેન્ડી થી ભરેલા રંગીન ડબ્બા!

આતશબાજી!

શેરી માં નાચવાનું-ગાવાનું!

શું ચાલી રહ્યું છે?

આ સિન્કો ડ મેયો નો ઉત્સવ છે!



સિન્કો ડ મેયો (Cinco de Mayo) મે મહિના નો પાંચમો દિવસ છે.

અમેરિકા અને મેક્સિકો માં એ ઉત્સવ નો દિવસ છે.

એ દિવસે, સૌ કોઈ ઉજવણી કરે છે.

સિન્કો ડ મેયો એ દિવસ છે જયારે લોકો એ અદ્ભૂત લડાઈ ને યાદ કરે છે જે 100 વર્ષો થી પણ પહેલા ઘટી હતી.

સિન્કો ડ મેયો ની વાર્તા, એક સાહસ ની વાર્તા છે.

એ મેક્સિકો ના સૈનિકો ની વાર્તા છે જેણે ધરતી ની સૌથી શક્તિમાન સેના ને હરાવી ને ઇતિહાસ બદલ્યો.

એ મેક્સિકો અને અમેરિકા ના લોકો ની એક-સાથે કામ કરવાની વાર્તા છે.



# બે રાષ્ટ્રપતિ અને એક સમ્રાટ 1861

મેક્સિકો યુદ્ધ થી થાકી ગયું હતું.

સેંકડો વર્ષો સુધી સ્પેને મેક્સિકો પર શાસન કર્યું હતું.

ઘણા મેક્સીકન લોકોએ સ્પેનિશ લોકો થી છુટકારો મેળવવા લડાઈ માં પોતાનો જીવ ખોયા હતા.

1821 માં સ્પેનિશ ચાલ્યા ગયા.

1840 ના દસકા માં, મેક્સિકો અને અમેરિકા વચ્ચે એક નવું યુદ્ધ શરુ થયું.

એમાં મેક્સિકો એ પોતાની અડધી જમીન ખોઈ દીધી.

1861 માં, આખરે મેક્સીકન લોકો આઝાદ થયા.

હવે એનો એક મેક્સીકન રાષ્ટ્રપતિ હતો.

એના રાષ્ટ્રપતિ, ઝેંપોટેક્સ નામની ઇન્ડિયન આદિજાતિ માં થી આવ્યા હતા.

એનું નામ હતું બેનિટો જુઆરેઝ.

બેનિટો મેક્સિકો ના રાષ્ટ્રપતિ બનવાવાળા પહેલા ઇન્ડિયન હતા.

એ બહુ ગરીબી ની હાલત માં મોટા થયા હતા.

એ અનાથ હતા.

એ એના એક કાકા ને ત્યાં ભરવાડ તરીકે કામ કરતા હતા.

બેનિટો એ ખૂબ ખંત થી અભ્યાસ કર્યો.

એ કોલેજ ગયા અને વકીલ બન્યા.

1861 માં, બેનિટો જુઆરેઝ મેક્સિકો ના રાષ્ટ્રપતિ બન્યા.

એણે સાબિત કર્યું કે એક ગરીબ ભરવાડ પણ ભણી-ગણી ને મોટો થઈને એના દેશ નું નેતૃત્વ કરી શકે છે.

બેનિટો ને આશા હતી કે મેક્સિકો અને અમેરિકા મિત્રો બની જશે.

એણે અમેરિકા ના રાષ્ટ્રપતિ ને પત્રો લખવા શરુ કર્યા.



એ સમયે અબ્રાહમ લિંકન અમેરિકા ના રાષ્ટ્રપતિ હતા.

બેનિટો જુઆરેઝ ના પત્રો મળવાથી એ બહુ ખુશ થયા. અબ્રાહમ લિંકન અને બેનિટો માં ઘણી સમાનતા હતી.

લિંકન પણ જન્મ થી ગરીબ હતા.

એ એક લાકડા ના બનેલા ઘર માં મોટા થયા હતા.

એણે પણ ખૂબ અભ્યાસ કર્યો અને પછી એક વકીલ બન્યા.

હવે અબ્રાહમ લિંકન એના દેશ નું નેતૃત્વ કરી રહ્યા હતા, પણ એને એક યુદ્ધ નો સામનો કરવાનો હતો.

ઉત્તર ના રાજ્યો, દક્ષિણ ના રાજ્યો સાથે લડી રહ્યા હતા.

આ યુદ્ધ ને આંતરગ્રહીય યુદ્ધ કહેવાય છે.

લિંકન બહુ ચિંતિત હતા.

એ જાણતા હતા કે ફ્રાન્સ ના સમ્રાટ દક્ષિણ ની સહાયતા માટે સૈનિકો અને હથિયાર મોકલવાનું વિચારી રહ્યા હતા.



ફ્રાન્સ ની મદદ થી કદાચ દક્ષિણ આંતરગ્રહીય યુદ્ધ જીતી શકે.

તો સંયુક્ત રાજ્ય અમેરિકા, બે દેશો માં વિભાજીત થઈ જાય.

ફ્રાન્સ ના સમ્રાટ નું નામ નેપોલિયન III હતું.

એની સેના સંસાર માં સૌથી શ્રેષ્ઠ હતી.

એના સૈનિકો નો ગણવેશ નવો હતો.

એના લાંબા બૂટ ચમકદાર હતા.

એના હથિયાર ઘાતક હતા.

નેપોલિયન બહુ લાલચી હતો.

એ સમગ્ર લેટિન અમેરિકા પર શાસન કરવા ચાહતો હતો. એ એવું પણ ઈચ્છતો હતો કે દક્ષિણ અમેરિકા ગૃહયુદ્ધ જીતી જાય.

તો સંયુક્ત અમેરિકા નબળું પડી જાય.

અને ફ્રાન્સ, દુનિયા નો સૌથી શક્તિશાળી દેશ બની જાય.

નેપોલિયને મેક્સિકો પર હુમલો કરવાનો અને કબ્જો કરવાનો ફેંસલો કર્યો.

પછી એ દક્ષિણ ની મદદ કરવા એની સેના ને સીમા પાર લઈ જઈ શકતો હતો.

એથી રાષ્ટ્રપતિ લિંકન ચિંતિત હતા.

અને રાષ્ટ્રપતિ બેનિટો જુઆરેઝ પણ ચિંતિત હતા.

એ જાણતા હતા કે જો એમના દેશ ને સ્વતંત્ર રહેવું હોય, તો એમણે મળી ને કામ કરવું પડશે.





## પ્યુબ્લા ની લડાઈ

ફ્રાંસિસી સૈનિકો થી ભરેલા વહાણ એટલાન્ટિક સમુદ્ર પાર કરીને 1861 ના અંત માં આવ્યા.

એ મેક્સિકો ના વેરાક્રુઝ નામના બંદર પર ઉતર્યા.

નેપોલિયન ॥। એ એના સૈનિકો ને મેક્સિકો સિટી પર હુમલો કરવાનું કહ્યું.

મેક્સિકો સિટી, મેક્સિકો ની રાજધાની હતી.

એ બેનિટો જુઆરેઝ અને એની સરકાર નું ઘર હતું.

રસ્તા માં ફ્રાંસિસી સૈનિકો ગામ માં ખાવા અને સૂવા માટે રોકાયા.

મેક્સીકન લોકો ફ્રાંસિસી સૈનિકો થી ડરતા હતા.

એટલે રસ્તા માં બહુ ઓછી લડાઈ થઈ.

ફ્રાંસિસી સૈનિકો ને લાગ્યું કે મેક્સીકન લોકો કાયર છે.

બેનિટો જુઆરેઝ જાણતા હતા કે એના લોકો કાયર નહોતા.

એના લોકો બસ લડતા-લડતા થાકી ગયા હતા.

પણ હવે એ લોકો ને કંઈક કરવાનું હતું.

બેનિટો જાણતા હતા કે નેપોલિયન એના સ્થાને કોઈ શોખીન યુરોપીય રાજકુમાર ને લાવવા ચાહતા હતા.

એનાથી મેક્સીકન લોકો ને મુક્તિ મળવાની ન હતી.

નેપોલિયન, ફ્રાન્સ માટે મેક્સિકો ના સોના-ચાંદી પણ લૂંટવા ચાહતો હતો.

સૌથી ખરાબ વાત એ હતી કે એ મેક્સીકન જીવન-શૈલી પર નિયંત્રણ લાવવા માંગતો હતો.

પણ બેનિટો જુઆરેઝ આખરે શું કરી શકતા હતા?

સૈનિકો ને પ્રશિક્ષિત કરવા માટે એની પાસે પૈસા ન હતા. હથિયાર અને બંદૂક ની ગોળી ખરીદવા એની પાસે ધન ન હતું.

ફ્રાંસિસીઓ ને રોકવા માટે બેનિટો ફક્ત એક નાનું સૈન્ય મોકલી શકતો હતો.

બંને સેના મેક્સિકો સિટી ની પૂર્વ તરફ સ્થિત એક શહેર પ્યુબ્લા માં મળવાની હતી.



મેક્સીકનવાસીઓ પાસે લગભગ 3000 સૈનિકો હતા. ફ્રાંસિસી સૈનિકી એના થી બમણા હતા. મેક્સીકન સેનાએ ખેડૂતો પાસે મદદ માંગી. ખેડૂતો ને કૅમ્પેસિનો કહેવામાં આવતા હતા. એ સૂકા ઘાસ ની ટોપી અને લાંબી સુંદર રંગીન શાલ (સેરેપ) અને ઘરે બનેલા સેંડલ પહેરતા હતા.

એમની પાસે હથિયાર તરીકે ફક્ત ખેતી ના ઉપકરણ એટલે ફાવડા અને દાતરડા હતા. પણ મેક્સીકન લોકો પાસે એક બહુ મહત્વપૂર્ણ તાકાત હતી.

એમના દિલ આ યુદ્ધ માં હતા.

એ ફક્ત એના સોના અને ચાંદી ના ખજાના નું રક્ષણ નહોતા કરી રહ્યા.

એ એના ઘર અને પરિવારો નું પણ રક્ષણ કરી રહ્યા હતા.

એ એની પરંપરાઓ નું રક્ષણ પણ કરી રહ્યા હતા.

એ એના બધા બાળકો ની રક્ષા કરી રહ્યા હતા જે મોટા થઈ ને મેક્સીકન બનવાના હતા.





આ મે 5, 1862 નો દિવસ હતો - એલ સિન્કો ડ મેયો.

મેક્સીકન સેના એ જાણતી હતી કે ફ્રાંસે એ દિવસે પ્યુબ્લા પર હુમલો કરવા ની યોજના બનાવી છે.

એટલે પરોઢિયે મુખ્ય ચર્ચ નો ઘંટ તેજી થી વાગવા લાગ્યો.

કૅમ્પેસિનો એ ફવડા અને ધારદાર ચાકુ, જેને "માચેટ" કહેવાય છે, હાથો માં લીધા.

એ મેક્સીકન સૈનિકો સાથે સામેલ થવા દોડી પડયા.

કૅમ્પેસિનો અને થોડા સૈનિકો પ્યુબ્લા ના બે કિલ્લા પાસે ખાઈ માં સંતાઈ ગયા.

એ દરમ્યાન, ફ્રાંસિસી સેના સવાર ની કોફી પીવા રોકાણી.

એને મેક્સિકો ના કોઈ પણ ગામ માં અત્યાર સુધી કોઈ ત્રાસ થયો ન હતો.

તો પછી પ્યુબ્લા માં શું પરેશાની થઈ શકે?

એ જાણતા હતા કે ત્યાં એક નાની એવી સેના એની રાહ જોઈ રહી હશે.

ફ્રાંસિસી સૈનિકો માટે એ એક સરળ લડાઈ થશે.





હિંમતભેર, ફ્રાંસિસી સૈનિકો એ કિલા પર આક્રમણ કર્યું.

એણે મેક્સીકન લોકો ને ગોળી મારવા પથ્થર ની દીવાલો તોડી નાખી.

મેક્સીકન લોકો એ સામે ગોળીબાર કર્યો.

એનાથી ઘણા ફ્રાંસિસી સૈનિકો ઘાયલ થઈ ને પડી ગયા.

વધારે ફ્રાંસિસી સૈનિકો દીવાલ ચઢવા લાગ્યા.

એ સૈનિકો પણ ગોળીબાર નો ભોગ બન્યા.

થોડી વાર માં જ ફ્રાંસિસી સૈનિકોએ એમની ગોળીઓ અને તોપ-ગોળા વાપરી નાખ્યા હતા.

મેક્સિકો ની નાની સેના ફ્રાંસિસી સૈનિકો ને માત આપી રહી હતી!

એ કેવી રીતે સંભવ થયું?

અચાનક આકાશ માં ગડગડાટી થઈ.

વીજળી ચમકી અને વરસાદ વરસવા લાગ્યો.

ફ્રાંસિસી ઘોડા કીચડ માં ફસાવા લાગ્યા.

ત્યાં ખાઈ માં સંતાયેલા મેક્સીકન ખેડૂતોએ છલાંગ લગાવી અને ગોળી ચલાવવા લાગ્યા.

કૅમ્પેસિનો એ એના માચેટ હલાવ્યા અને આસપાસ ના ઢોર ને હાંક્યા.

ઢોર કીચડ માં લપસતા ફ્રાંસિસી સૈનિકો પર હુમલો કરવા લાગ્યા.

મોડી બપોર સુધી, ફ્રાંસિસી સૈનિકો લડાઈ હારી ગયા હતા.

એ પાછા ફર્યા અને પૂર્વ દિશા તરફ જતા રહ્યા.





પ્યુબ્લા માં આખી રાત ચર્ચ ના ઘંટ વાગતા રહ્યા.

મેક્સીકન ખેડૂતો ની મદદ થી મેક્સીકન સૈનિકોએ, પોતાના થી બમણી સેના ને હરાવી દીધી હતી.

એણે એક એવી સેના ને હરાવી હતી જે ઘણા વર્ષો થી કોઈ લડાઈ હાર્યા ન હતા!

ખબર મળતાજ બેનિટો જુએરેઝે જીત ને રાષ્ટ્રીય ઉત્સવ ઘોષિત કર્યો.

સિન્કો ડ મેયો પછી, ઘણા મેક્સીકન લોકો એ પોતાને એક નવી નજર થી જોયા.

લોકો એ બૂમો પાડી, "હું મેક્સિકન છું!"

હવે એને એના મેક્સીકન હોવાનો ગર્વ હતો.

હવે એ આક્રમણકારીઓ સામે શક્તિહીન ન હતા.

એ પોતાના જ દેશ પર શાસન કરવા દ્રઢ હતા.



મેક્સીકન લોકો ને એ દ્રઢ સંકલ્પ ની જરૂરત હતી.

નેપોલિયને 30000 બીજા ફ્રાંસિસી સૈનિકો મેક્સિકો મોકલ્યા.

ત્રણ વર્ષો સુધી, મેક્સીકન લોકો ફ્રાંસિસી સૈનિકો સાથે લડતા રહ્યા.

એ દરમ્યાન પણ, દર વર્ષ ની 5 મે ના, મેક્સીકન લોકોએ ઉત્સવ મનાવવા સમય કાઢ્યો.

એમણે પ્યુબ્લા માં એમની જીત ને ગર્વ થી યાદ કરી.

એ જીતે એમને બહાદુર બની રહેવા અને પોતાના દિલ થી, એક સ્વતંત્ર મેક્સિકો માટે લડતા રહેવાની યાદ અપાવી.

દરમ્યાન, સંયુક્ત રાજ્ય અમેરિકા માં ગૃહયુદ્ધ ચાલતું રહ્યું.

દક્ષિણ, ગરીબ અને નબળું થતું ગયું.

ફ્રાન્સ, દક્ષિણ ની મદદ ન કરી શક્યું.

મેક્સિકો ને નિયંત્રણ માં રાખવા નેપોલિયને વધારે સૈનિક, ઘોડા, ભોજન અને હથિયાર મોકલ્યા.

એટલે ફ્રાન્સ પાસે દક્ષિણ માટે કોઈ વધારા ના પૈસા ન બચ્યા.

એ દરમ્યાન, રાષ્ટ્રપતિ લિંકન અને રાષ્ટ્રપતિ જુઆરેઝ લગાતાર સંપર્ક માં રહ્યા.

સંભવ થતાંજ અબ્રાહમ લિંકને મેક્સિકો માટે બંદુકો અને ગોળીઓ મોકલાવી.

1865 માં જયારે ગૃહયુદ્ધ સમાપ્ત થયું, ત્યારે લિંકને એના સૈનિકો ને સીમા પર લડવા મોકલ્યા.

એનાથી નેપોલિયન ચિંતિત થયા.

સંયુક્ત રાજ્ય અમેરિકા, મેક્સિકો સાથે ઉભું હતું.



શું નેપોલિયન આ યુદ્ધ ને ચાલુ રાખવાના હતા?

નહીં, એણે ફેંસલો કર્યો.

અંત માં, 1867 માં, ફ્રાંસિસી સૈનિકો એ મેક્સિકો છોડી દીધું.

એ પછી કોઈ યુરોપીય સેનાએ અમેરિકા પર આક્રમણ નથી કર્યું.



## ઉત્સવ!

5 મે, 1862 થી, મેક્સિકંસ અને અમેરિકંસ સારા પાડોશી રહ્યા છે.

એમણે સાથે મળી ને ઘણા યુદ્ધ માં આઝાદી માટે લડાઈ લડી છે.

દર વર્ષે, સીમા ની બંને બાજુ, લોકો સિન્કો ડ મેયો નો પર્વ મનાવે છે.

સૌથી મોટો ઉત્સવ પ્યુબ્લા, મેક્સિકો માં ઉજવાય છે.

લોકો વહેલા ઉઠે છે અને સિન્કો ડ મેયો ના હીરો ના કુંજમાર્ગ (bouvelard) તરફ જાય છે.

ત્યાં, પરેડ જોવા માટે તેઓ ખુરશીઓ ભાડે લેય છે.

ત્યાં બહુ ઘોંઘાટ અને ભીડ હોય છે.



સૂરજ તપે છે.

વેપારી કોટન કેન્ડી, સાબુ ના પરપોટા, અને દૂરબીન વેચવા મોટેથી પોકાર કરે છે.

"સોમ્બ્રેરો!" એ બૂમ પડે છે. "સૂકા ઘાસ ની ટોપી!"

ચારે બાજુ ચમકીલા રંગો માં કાગળ ની છત્રી દેખાય છે.

કુગ્ગા વેચવાવાળા કુગ્ગા ના વાદળ લઈને નીકળે છે.







બપોર સુધીમાં પરેડ શરુ થાય છે.

રંગબેરંગી તરાપા મેક્સિકો નો ઇતિહાસ દર્શાવતા પસાર થાય છે.

સ્કૂલ બેન્ડ એવા ગાયન વગાડે છે જેનો તેઓએ મહિનાઓ સુધી અભ્યાસ કર્યો હોય છે.

સૈનિકો સીધી કતાર માં કવાયત કરે છે.

બાળકો કૅમ્પેસિનો ના જેવા કપડાં પહેરે છે.

એ માચેટ અને ફાવડા લઈને ચાલે છે.

લોકો તાળી પાડે છે અને રંગબેરંગી કોન્ફેટી ઉછાળે છે.

એ પરેડ પર ગુલાબી, વાદળી, લીલા, જાંબલી અને પીળા રંગ ના કાગળ ના નાના-નાના ટુકડા વરસાવે છે.

એ રાતે પ્રસિદ્ધ યુદ્ધભૂમિ પર એક શો થાય છે.

લોકો સૈનિકો ની જેમ તૈયાર થાય છે અને પ્યુબ્લા ની લડાઈ નું નાટક ભજવે છે.

એ કારતૂસ અને તોપ ના ગોળા નો ઉપયોગ નથી કરતા.

એને બદલે, તેઓ એક-બીજા પર ફૂલ ફેંકે છે.

એ કોન્ફેટી થી ભરેલા ઇંડા ના છોતરા ફેંકે છે.

પ્યુબ્લા ના કિલ્લા ની ઉપર આસમાન માં આતશબાજી નો શો થાય છે.





સંયુક્ત રાષ્ટ્ર અમેરિકા માં પણ સિન્કો ડ મેયો, એક મોટો ઉત્સવ બની ગયો છે.

પણ હંમેશા એવું ન હતું.

1960 માં દસકા માં, મેક્સીકન-અમેરિકન પોતાની સંસ્કૃતિ નું આદાન-પ્રદાન કરવા ચાહતા હતા.

એને એના મેક્સીકન મૂળ પર ગર્વ હતો.

એમણે સિન્કો ડ મેયો નો ઉત્સવ મનાવવાનું શરુ કર્યું.

એમણે પાડોશીઓ ને સામેલ થવાનું આમંત્રણ આપ્યું.

હવે અમેરિકા ના બધા શહેરો માં 5 મે ના પરેડ નું આયોજન થાય છે.

થોડા લોકો મેક્સીકન ઝંડા ના લાલ, સફેદ અને લીલા રંગો ના કપડાં પહેરે છે.

અન્ય લોકો મેક્સિકો ના વિભિન્ન રાજ્યો ના પારંપરિક પોશાક પહેરે છે.




પરિવાર પારંપરિક મેક્સીકન ભોજન પીરસે છે.

લોકો "ટાકોઝ" અને "એન્ચીલાડાઝ" અને મસાલેદાર નાસ્તા ખાય છે.

સૌથી પ્રસિદ્ધ વ્યંજન માં થી એક, જેને "મોલ" કહેવાય છે, એ પ્યુબ્લા થી આવે છે.

એ 40 સામગ્રી થી બનેલી ચટણી હોય છે, જેમાં મરચા, મસાલા અને ચોકલેટ હોય છે.

બાળકો કેન્ડી, ફળ અને નાના રમકડાં થી ભરેલા પિનાટા ફોડે છે.

લોકો મારીયાચિ (શેરી સંગીતકારો ના જૂથ) ના ગિટાર અને ટ્રમ્પેટ ના સૂર પર નૃત્ય કરે છે.

દિવસ આતશબાજી, લેસર લાઈટ-શો, સંગીત કાર્યક્રમો સાથે સમાપ્ત થાય છે.





સિન્કો ડ મેયો ના દિવસે મેક્સીકન અને અમેરિકનો એક સાથે ઉત્સવ મનાવે છે.

એ લોકો એ નાની સેના ની ઉજવણી કરે છે જે દુશ્મન ની મોટી સેના સામે જીતી ગઈ હતી.

લોકો મેક્સીકન ભોજન અને ઇતિહાસ અને સંગીત ની ઉજવણી કરે છે.

લોકો સારા પાડોશીઓ નો ઉત્સવ મનાવે છે.

એલ સિન્કો ડ મેયો ચિરાયુ હો!

સિન્કો ડ મેયો શાશ્વત રહો!

# સ્પેનિશ શબ્દો

campesinos (KAHM-Pay-SEE-nohs): કામદાર અથવા ખેડૂત

Cinco de Mayo (SEENK-Oh DAY MY-Oh): મે નો 5 મોં દિવસ

fiesta : ઉત્સવ કે ઉજવણી

machetes (mah-CHEH-tays): એક મોટી છરી જે ઘાસ કાપવા અથવા શસ્ત્ર તરીકે વાપરી શકાય.

mariachi (MAHR-ee-AH-chee): એવો સંગીતકાર જે પારંપરિક મેક્સીકન પોશાક પહેરે છે અને એક બેન્ડ માં ઉત્સવ નું સંગીત વગાડે છે.

mole (मोह-ले): માંસ અને મેક્સીકન વ્યંજન માટે એક મસાલેદાર ચટણી.

pinatas (पीन-आताह्स): રંગીન કાગળ ના ડબ્બા જે રમકડાં અને કેન્ડી થી ભરેલા હોય છે, જેને બાળકો ઉત્સવ માં તોડે છે.

serapes (सेहर-ऑ-पेज़): મેક્સીકન પુરુષો દ્વારા પહેરવામાં આવતી લાંબી ખૂબસૂરત રંગીન શાલ.

sombreros (सोम-ब्रेह-रोह्स): લેટિન અમેરિકન દેશોમાં પ્રચલિત પહોળી કોરવાળી સૂકા ઘાસ ની રૂંવાટીવાળી ટોપી.